# આયપત વેરો

(વડોદરા રાજ્યની આયપત વેરો ભરનારી પ્રજાને ખાસ ઉપયોગી પુસ્તિકા.)


લેખક અને પ્રકાશક:

સોમનાથ મહાસુખરામ દવે

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

મુ. પાનસર ઉત્તર ગુજરાત.



આવૃત્તિ ૧લી　　　　પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬-૮૭　　　　સને ૧૯૩૦-૩૧

કિંમત રૂ. ૦-[illegible]-૦ પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# આયપત વેરો

(વડોદરા રાજ્યનાં આયપત વેરો ભરનારી
પ્રજાને ખાસ ઉપયોગી પુસ્તિકા)

લેખક અને પ્રકાશક:
સોમનાથ મહાસુખરામ દવે
વ્યવસ્થાપક પરોપકાર કાર્યાલય
મુ. પાનસર ઉત્તર ગુજરાત

આવૃત્તિ ૧લી    પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૬-૮૭    સને ૧૯૩૦-૩૧

કિંમત રૂા. ૦-૮-૦    પોસ્ટેજ રૂા. ૦-૦-૬

# પુસ્તકની કિંમત માટે બે બોલ

આ પુસ્તિકાની કિંમત અમને પુસ્તિકા પાછળ થએલા ખર્ચ કરતાં ઘણી વધારે છે. સદરહુ પુસ્તિકા અમે પત્રિકાના ગ્રાહકોને મફત આપવાના છીએ એટલે તેની ઘણી ખરી નકલો મફત આપવામાં જવાની છે. જુજ નકલોનું છુટક વેચાણ થશે, તેના ખરીદનારા સાધારણ રીતે શ્રીમંત વર્ગના માણસો હોવા જોઇએ; કારણ કે, આ પુસ્તિકાનો ખેડુતને અગર તો ગરીબ વર્ગને ખાસ ઉપયોગ નથી એટલે; શ્રીમંત વર્ગમાં આ પુસ્તિકાની થોડીક નકલો જાય અને તેથી કંઇક આવક થાય તો; મળેલો નફો પરોપકાર કાર્યાલયમાં આવતી ખોટને પહોંચી વળવા ઉપયોગી થઇ શકે, એ હેતુથી પુસ્તિકાની કિંમત અમોએ હદથી જાદે રાખેલી છે. આશા છે કે તેને છુટક ખરીદનારા અમારો હેતુ સમજી વધુ કિંમત રાખવામાં આવી છે તે દરગુજર કરશે.

મુઃ પાનસર (ઉત્તર ગુજરાત)
તા. ૧૫-૯-૧૯૩૦

લી૦ સેવક,
સોમનાથ મ. દવે
વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

---

શ્રી. રાણપુર મધ્યે હ. જા. તલાજાવાળાએ
પોતના શ્રી 'સૌરાષ્ટ્રમિત્ર' મુદ્રણાલયમાં છાપ્યું.

# આયપત વેરો

## ૧ આયપત વેરાની ઉત્પત્તિ અને લાગુપણું

(૧) સને ૧૯૦૪ એટલે સંવત ૧૯૬૦ પહેલાં વડોદરા રાજ્યમાં આયપત વેરાને કોઇ ઓળખતું પણ નહોતું. જ્યારે આયપત વેરો નહોતો ત્યારે જુદા જુદા પ્રકારે ધંધાવેરો લેવામાં આવતો હતો. ધંધાવેરાનું ભારણ શ્રીમંત અને ગરીબની આવક પર આધાર નહોતું રાખતું તેથી ઓછી આવકવાળાઓનો મરો થતો હતો. ગરીબ વર્ગનો ઉદ્ધાર થાય અને જેની જેટલી આયપત તે પ્રમાણમાં વેરો આવે એવી યોજના રાખવા ખાતર શ્રીમંત સરકારે આયપત વેરો લાગુ કર્યાનું જણાય છે. વળી ખેતીના ધંધાથી મળતી આવક ઉપર આયપત વેરો લેવામાં આવતો નથી એટલે ખેતીનો ધંધો કરનારા અને બીજા ધંધામાં રૂા. ૭૫૦થી ઓછી આવક મેળવનારાને આયપત વેરો લાગુ પડતો નથી. આયપત વેરાની આકારણી દર ત્રણ વર્ષે થાય છે. તા. ૧-૧૦-૩૦થી આયપત વેરા સંબંધિ નવો નિબંધ લાગુ પાડયો છે તેમાં પણ દર ત્રણ વર્ષે આયપત વેરાની આકારણી કરવાનું ધોરણ ચાલુ રાખ્યું છે.

(૨) આ પુસ્તકમાં અમે જે જે વિગતો લીધી છે તે તા. ૧-૧૦-૩૦ થી આયપત વેરા સંબંધિ નિબંધ અમલમાં આવ-

વાનો છે તેના આધારે લીધેલી છે. આ આયપત વેરા સંબંધિ નિબંધ બીજો હુકમ થતાં સુધી ઇનામી ગામોને તથા ઠકરાતી હોય એવાં આંકડાબંદી વિગેરે પરભાર્યા વહિવટનાં ગામોને અને બાંહેધરીવાળા ગીરાસીયાઓને તથા તેમના વાંટાની હદમાં રહેનારાઓને લાગુ પાડવામાં આવ્યો નથી. એ શિવાયના વડોદરા રાજ્યના સઘળા પ્રદેશને આયપત વેરા સંબંધિ નવો નિબંધ તા. ૧-૧૦-૩૦ થી લાગુ થવાનો છે.

(૩) પર રાજ્યનો વતની આ રાજ્યમાંથી આવક મેળવે તેને આયપત વેરો લાગુ થાય છે પણ પર રાજ્યમાં રહેનારાએ પર રાજ્યમાં કંઇ કામ કર્યું હોય અને આ રાજ્યમાંથી તેને કંઇ રકમ મોકલવામાં આવે તે રકમ પર વડોદરા રાજ્યનો આયપત વેરો ચઢતો નથી.

દ્રષ્ટાન્ત—નડીયાદનો કોઇ ડોક્ટર નડીયાદના દવાખાનામાં વડોદરા રાજ્યની પ્રજાને ઓપરેશન કરે અને આરામ થવાથી તેને રૂા. ૧૦૦૦) મોકલવામાં આવે તો, તે પર વડોદરા રાજ્યનો આયપત વેરો ચઢે નહિં. પરંતુ એજ ડોકટર વડોદરા રાજ્યની હદમાં આવીને ઓપરેશન કરે અને આરામ થવાથી તેને રૂા. ૧૦૦૦ આપવામાં આવે તો, તે રકમ પર વડોદરા રાજ્યનો આયપત વેરો ચઢી શકે.

(૪) કોઇ દેશી રાજ્યનો વતની, અગર બ્રીટીશ મુલકનો કે વાંટાનો રહેવાશી; વડોદરા રાજ્યમાં ધીરધાર કરી આવક મેળવે, તે પર વડોદરા રાજ્યનો આયપત વેરો ચઢી શકે.

(૫) સરકાર અથવા સાર્વજનિક સંસ્થા તરફથી આ

રાજ્યની કોઇ રૈયતને અથવા આ રાજ્યના સરકારી નોકરને રાજ્યની હદ બહાર કંઇ રકમ પ્રાપ્ત થાય તો તે રકમ પર આયપત વેરો આકારવો એમ ઠરેલું છે.

( ૬ ) કુલ પ્રાપ્તિમાં પરહદમાંથી આવેલા દાગીના તથા મુંડીનો સમાવેશ કરવાનો નથી એમ ઠરેલું છે.

## ૨ વેરો કોને લાગુ થઈ શકે ?

( ૧ ) દરેક વ્યક્તિ, અવિભકત, હિંદુ કુટુંબ, કંપની, પેઢી અથવા વ્યક્તિઓની બીજી મંડળી પોતાની વાર્ષિક પ્રાપ્તિ અવેજ અને નફાની આવક રૂ. ૯૫૦)થી વધુ હોય તો આયપત વેરો આપવાને પાત્ર થાય છે. રૂ. ૯૫૦)થી રૂ. ૧૦૦૦)ની આયપત નક્કી થાય તો રૂ. ૧૦) વેરો આકારવો અને રૂ. ૧૦૦૦) અથવા તેથી વધારેની આવકે પ્રાપ્તિના દર સેંકડે અથવા સેંકડાના ભાગે ૧ાા ટકા પ્રમાણે વેરો આકારવો એમ નક્કી થએલું છે. રૂ. ૯૫૦)થી કમી પ્રાપ્તિ હોય તો કંઈ પણ વેરો લેવો નહિં એમ ઠરેલું છે.

( ૨ ) નીચે જણાવેલી જાતની અથવા તેમાં આવી જતી સઘળી પ્રાપ્તિ, નફો અથવા કમાઇ ગમે તે સાધનથી આ રાજ્યમાં થઇ હોય, ઉત્પન્ન થઇ હોય કે આવી હોય અથવા મળી હોય, તે પર વેરો લાગુ થઇ શકે છે.

( ૩ ) આ રાજ્યમાં રહેનારા શખસને પર રાજ્યમાંથી કોઇ પણ ધંધા રોજગારથી ઉત્પન્ન થતી પ્રાપ્તિ અથવા નફો અગર કમાઇ, જો આ રાજ્યમાં મળે અથવા લાવવામાં આવે

તો આ રાજ્યમાં ઉત્પન્ન થયા છે એમ ગણવામાં આવે છે. તથા તે જે સાલમાં મળ્યા હોય અથવા લાવવામાં આવ્યા હોય તેજ સાલમાં ઉત્પન્ન થયા છે એમ ગણવામાં આવે છે. પણ તે જે વર્ષમાં ઉત્પન્ન થયા હોય તે વર્ષની આખરથી ત્રણ વર્ષની અંદર મળેલાં અથવા લાવવામાં આવેલા હોય તોજ ઉત્પન્ન તરીકે ગણી શકાય છે.

(૪) રાજ્ય બહાર મેળવેલો નફો આ રાજ્યના રહીશો પોતાના ચોપડે સરવૈયામાં જમાં બતાવે પણ જ્યાં સુધી એ રકમ લાવવામાં ન આવી હોય ત્યાં સુધી જમાં બતાવી એટલા કારણે વેરો ચઢાવવાને પાત્ર થતી નથી.

## સમજુતી

દ્દષ્ટાન્ત ૧. મોહનલાલ નામનો માણસ પાનસરમાં રહે છે. એણે રૂા. ૫૦ હજારની મુંડી આપી મુંબાઇની પેઢીમાં ભાગ રાખ્યો છે. એ પેઢીએ કરેલા નફામાંથી પાનસર બેઠે રૂા. ૫૦૦૦ મોહનલાલને મળે તો મળેલી રકમ પર આયપતવેરો ચઢી શકે પરંતુ નફાના રૂા. ૫૦૦૦માંથી રૂા. ૪૦૦૦ પેઢીની સીલકમાં વધારા તરીકે મુંબાઇમાં રહે અને પાનસર માત્ર રૂા. ૧૦૦૦ આવે તો રૂા. ૧૦૦૦ની આવક થઇ ગણીને રૂા. ૧૦૦૦ પર આયપત વેરો ચઢે. મુંબાઇ રહેલા રૂા. ૪૦૦૦ પાનસરના ચોપડાના સરવૈયામા મોહનલાલ બતાવે છતાં એ રૂા. ૪૦૦૦ પર વેરો ચઢે નહિં. આવેલા રૂા. ૧૦૦૦ મોહનલાલ નિર્વાહમાં ખર્ચે અગર કંઇ મિલ્કત લેવામાં વાપરે છતાં તે રકમ પર વેરો ચઢી શકે

દષ્ટાન્ત ૨. રામશંકર નામનો એક માણુસ આફ્રીકામાં નોકરી કરે છે. તેને માસીક રૂા. ૨૦૦ પગાર મળે છે પરંતુ તે ખાતાં પીતાં ખર્ચ કાઢતાં વર્ષે દહાડે રૂા. ૬૦૦ પાનસરમાં મોકલે છે. તો તેના પર આયપત વેરો ચઢાવી શકાય નહિં (પરહદમાં ખાવા પીવામાં વિગેરે ખર્ચમાં રકમ ગઇ તે મજરે મળે માત્ર રાજ્યમાં આવી તે રકમ પરજ વેરો ચઢાવી શકાય) પણ આ રામશંકર બે વર્ષ પાનસર આવે અને આવે ત્યારે બે વર્ષની કમાઇ સાથે લેતો આવે તો રૂા. ૧૨૦૦ની આવક ગણી ને જુદાં જુદાં વર્ષોની પેદાશ છે છતાં વેરો ચઢી શકે.

દષ્ટાન્ત ૩ મણીલાલ નામનો માણુસ દસ વર્ષ મુંબાઇ રહયો દર વર્ષે એ રૂા. ૧૦૦૦ પાનસર લાવતો હતો એટલે એણે દસ વર્ષમાં રૂ. ૭૦૦૦ બચાવ્યા. તેમાંથી રૂ. ૫૦૦૦ વીન ઘર બાંધવામાં વાપરે તો તેમ કરવાથી રૂ. ૫૦૦૦ની આયપત ગણી વેરો આકારી શકાય નહિ. કારણ કે આયપત વેરો આવક પર છે ખર્ચ પર નથી. પરંતુ એજ મણીલાલ મુંબાઇથી ઘર બાંધવા માટે એક સામટા રૂા. ૫૦૦૦ લાવીને ઘર બાંધે તો પરહદમાંથી રૂા. ૫૦૦૦ની પ્રાપ્તિ કરી એમ ગણીને એક સાલી આયપત વેરો ચઢી શકે.

દષ્ટાંત ૪ મગલાલ નામનો માણુસ આફ્રીકા રહે છે. તે દસ વર્ષે ઘેર આવે છે. તે દરમ્યાન તેણે કંઇ આવક ઘેર મોકલી નથી. તેની દર સાલની બચત આવક રૂ. ૬૦૦ની હતી એટલે એ દસ વર્ષના રૂા. ૬૦૦૦ લાવે તો રૂ. ૬૦૦૦ પર વેરો ચઢે નહિ. કારણકે એમ ઠર્યું છે કે જે સાલમાં પ્રાપ્તિ થઇ તે સાલ આખ-

રથી ત્રણ વર્ષ સુધીમાં જે રકમ લાવવામાં આવે તે પર વેરો ચઢી શકે. એટલે પહેલાં ૭ વર્ષની રૂ. ૪૨૦૦ની આવક પર વેરો ચઢાવી શકાય નહિ. માત્ર છેલ્લાં ૩ વર્ષની આવક રૂ. ૧૮૦૦ થઇ તે પર એક સાલી વેરો રૂ. ૨૭–૦–૦ ચઢે.

## ૩ કઇ પ્રાપ્તિ વેરાને પાત્ર નથી ?

(૧) સર્વાંશે ધર્મ સંબંધી અથવા ધર્માદા કામોને માટે જુમ્મામાં અથવા બીજા કોઇ કાયદાના બંધનની રૂઇએ ધારણ કરેલી મિલ્કતમાંથી થયેલી કોઇ પણ પ્રાપ્તિ તથા એવા કામ માટે માત્ર અંશતઃ એવી રીતે ધારણ કરેલી મિલ્કતના સંબંધમાં તે કામ માટે વાપરેલી અથવા વાપરવા માટે છેવટે જુદી કાઢેલી પ્રાપ્તિ.

(૨) એચ્છિક બક્ષિસોથી [ જેમાં ભેટ અને નજરાણાનો સમાવેશ થાય છે ] મળેલી અને ધર્મ સંબંધી અથવા ધર્માદા કામો માટેજ ફક્ત વાપરવાની ધર્મ સંબંધી અથવા ધર્માદા સંસ્થાની કોઇ પણ પ્રાપ્તિ.

(આ રકમ ૧–૨ માં " ધર્માદાય કામ " એ સંજ્ઞામાં ગરીઓને મદદ, કેળવણી, વૈદકીય મદદ અને સામાન્ય રીતે સાર્વજનિક ઉપયોગમાં બીજા કોઇ પણ કામની પ્રગતિ એમનો સમાવેશ થાય છે એમ સમજવું.)

(૩) સ્થાનિક સંસ્થાની (સુધરાઇ, વિશિખ પંચાય અને પંચાયતની) પ્રાપ્તિ.

(૪) જે જામીનગીરીઓ (Securities) દ્રવ્ય સંચય

સંબંધી નિયમ જેને લાગુ હોય એવા કોઇ સંચયે ધારણ કરેલી હોય અથવા એવા કોઇ સંચયની મિલ્કત હોય તે જામી-નગીરીઓનું વ્યાજ.

(૫) આખા નિવૃત્તિ વેતનના (પેન્શનના) અથવા તેના કોઇ ભાગના બદલામાં અથવા મરણ કે ઇજા માટે એકત્ર વળતરની રકમ તરીકે અથવા કોઇપણ વીમાના વીમાપત્રની (પોલીસીની) ભરપાઇની રકમ બદલ અથવા એવા કોઇ દ્રવ્ય સંચયમાં (પ્રોવ્હીડન્ટ ફંડમાં) નાણાં ભરનારને ખાતે એકઠી થએલી જમાની રકમ તરીકે મળેલી કોઇપણ સામટી રકમ.

(૬) કોઇ પણ નફો મળે એવા હોદ્દાના અથવા નોકરીના કામ કરવામાં થએલા સઘળા અને જરૂરના ખર્ચ મળવા બદલ વિશેષ કરીને આપેલો કોઇપણ ખાસ મુશાહિરો (એલાવન્સ) નફો અથવા લાગત.

(૭) ધંધો રોજગારથી અથવા ધંધા ઉદ્યમ અથવા રોજગાર ચલાવવાથી મળતાં નહિં હોય તથા જે પ્રસંગોપાત મળતાં હોય અને વારે વારે મળતાં નહિં હોય અથવા કામે રહે-નારના મહેનતાણામાં વધારા તરીકે નહિં હોય એવાં કોઇપણ મળેલાં નાણાં.

(૮) ખેતીથી થએલી પ્રાપ્તિ.

(૯) કોઈ શખસ જેની સર્વ દ્વારાએ થતી પ્રાપ્તિવર વર્ષે રૂપિયા ૭૫૦ કરતાં ઓછી હોય તે.

(૧૦) વિદ્યાલય અથવા ફક્ત કેળવણીના માટે સ્થપાયલાં બીજા ખાતાંઓની પ્રાપ્તિ.

(૧૧) વડોદરા સરકારની હદમાં કોઇપણ જગ્યાએ રાજકીય કારણ સારૂ વડોદરા સરકારની દોસ્તી ધરાવનાર કોઇ રાજ્યના પ્રતિનિધીને તેના હોદાની રૂઇએ મળતો અવેજ.

(૧૨) શંકરાચાર્ય (જગત ગુરૂ) તથા તેમના જેવા બીજા આચાર્યો જેઓ યોગી હોવાથી જાત મિલ્કત રાખી શકતા ન હોય તેવા ધર્મગુરૂની પ્રાપ્તિ.

(૧૩) જે કોઇ મંડળી અગર કંપની, વેપારના અગર ફાયદો મેળવવાના હેતુસર બની ન હોય અને જેને કાંઇ મિલ્કત અગર તો સભાસદોએ આપેલા લવાજમ શિવાય બીજી પ્રાપ્તિ ન હોય તે મંડળી અગર કંપનીને સભાસદોએ આપેલું લવાજમ.

(૧૪) ધારા સભાના લોકના સભાસદોને ધારાસભાની બેઠક માટે આપવામાં આવતું લવાજમ.

ઉપરની આવક આયપતવેરાને પાત્ર નથી.

## ૪ આયપત વેરાને પાત્ર છે તે પ્રાપ્તિના વર્ગ

આયપત વેરાને પાત્ર છે એવી પ્રાપ્તિના ૫ વર્ગ રાખવામાં આવ્યા છે. ( ૧ ) પગાર ( ૨ ) જામીનગીરીઓ ઉપરનું વ્યાજ ( ૩ ) વેપાર રોજગાર ( ૪ ) વિશિષ્ટ ઉચ્ચ પ્રકારના જ્ઞાનવાળા ધંધાની પ્રાપ્તિ, [ વકીલ ડોકટર વિગેરેની ] અને ( ૫ ) બીજાં સાધનો.

### ( ૧ ) પગાર બાબત

વડોદરા સરકાર, સ્થાનિક સંસ્થા, કંપની અથવા બીજા કોઇપણ સાર્વજનિક સમાજ અથવા મંડળી તરફથી તેમજ કોઇ

પણુ ખાનગી કામે રાખનાર તરફથી આયપત વેરાને પાત્ર હોય તે શખસે જે કાંઇ પણુ અવેજ પગાર તરીકે અથવા પગારના બદલામાં અગર પગાર ઉપરાંત મળ્યો હોય તેના સંબંધમાં પગારના સદર હેઠળ વેરો આપવો એમ ઠરેલું છે.

( નોંધ :—કોઇ પણુ શખશને નિયમિત વખતે આપવાનું વર્ષાસન મેળવી આપવા સારૂ અથવા તેની સ્ત્રી કે છોકરાંના ભરણુ પોષણુ માટે તેના પગારમાંથી સરકારના હુકમથી કાપી લીધેલી કોઇ પણુ રકમના સંબંધમાં આયપત વેરો આપવો પડતો નથી પણુ આવી રીતે કાપી લીધેલી રકમ પગારના છઠ્ઠા ભાગથી વધારે હોવી ન જોઇએ. )

## ( ૨ ) જામીનગીરીઓના વ્યાજ બાબત

હિંદુસ્તાન સરકારની કોઇ પણુ જામીનગીરીઓ ( Securiteis ) ઉપર અથવા કોઇ સ્થાનિક સંસ્થા અથવા કંપનીએ કાઢેલી અથવા તેવાના તરફથી કાઢવામાં આવેલી વ્યાજુ ચીઠ્ઠીઓ ( Debentures ) અથવા નાણા માટેની બીજી જામીનગીરીઓ ઉપર મળવાના વ્યાજ બાબત આયપત વેરો આપવાને પાત્ર હોય તે શખસે **જામીનગીરીઓનું વ્યાજ** એ સદર હેઠળ વેરો આપવો પડશે એમ ઠરેલું છે.

## ( ૩ ) વેપાર રોજગાર બાબત

વેરાને પાત્ર હોય તે શખસ જે કોઇ પણુ વેપાર રોજગાર ચલાવતો હશે તે વેપાર રોજગારના નફા અથવા કમાઇ બાબત તેણે વેપાર રોજગારના સદર હેઠળ વેરો આપવો પડશે.

વેપાર રોજગારનો નફો અથવા કમાઇ, નીચે પ્રમાણેની છુટ મુક્યા પછી ગણવી એમ ઠરેલું છે.

(क) જે જગ્યામાં એવો વેપાર રોજગાર ચલાવવામાં આવતો હોય તે જગ્યા માટે આપેલું કોઇ પણ ભાડું છુટમાં કાઢવા ઠરાવ્યું છે. પણ એમ ઠરાવવામાં આવ્યું છે કે, જ્યારે તે જગ્યાનો ઘણો મોટો ભાગ વેરાને પાત્ર હોય તે શખ્સ રહેવાને ઘર તરીકે વાપરતો હોય ત્યારે એવી રીતે વાપરવામાં આવતા ભાગનું પ્રમાણ ધ્યાનમાં લઇને મે. વહિવટદાર સાહેબ ઠરાવે તે રકમ આ કલમ પ્રમાણેની છુટમાં ગણાશે.

(ख) વેરાને પાત્ર હોય તે શખ્સ કોઇ જગ્યાનો ભાડુત હોય અને તે જગ્યાની મરામતનો ખર્ચ આપવાનું તેણે માથે લીધું હોય ત્યારે તેવી મરામત માટે આપેલી રકમ છુટમાં કાઢવા ઠરાવ્યું છે. પણ એમ ઠરાવવામાં આવે છે કે, વેરાને પાત્ર હોય તે સખસ સદરહુ જગ્યાનો ઘણો મોટો ભાગ રહેવાના ઘર તરીકે વાપરતો હોય તો એવી રકમના પ્રમાણસર ભાગ પુરતીજ છુટ આપવામાં આવશે એમ ઠરેલું છે.

(ग) વેપાર રોજગાર માટે ઉછીની લીધેલી મુંડી ઉપર આપેલી વ્યાજની રકમ, જ્યારે તે વ્યાજ આપવાનું નફો મળે તેની ઉપર કોઇ પણ રિતે અવલંબીને ન હોય ત્યારે છુટમાં મુંકાશે એમ ઠરેલું છે.

(નોંધઃ—ઠરાવવામા આવે તેવી પરસ્પર લાભ કારી મંડળીઓ (મ્યુચ્યુઅલ બેનિફિટ સોસાયટીઝ)માં ભાગ ધારણ કર-

નારાઓએ અથવા નાણું ભરનારાઓ મુદતે મુદતે આપવાનાં નાણાં આ કલમ પ્રમાણે ઉછીની લીધેલી મુંડી ગણવામાં આવે છે)

(ઘ) વેપાર રોજગાર માટે વાપરવામાં આવતી ઇમારતો, સાંચા કામ, યંત્ર સામગ્રી, સામાન સુમાન ભરી રાખેલા માલને નુકશાન અથવા નાશના જોખમ બદલના વીમાની બાબતમાં આપેલી કોઇ પણ મનોતીની રકમ છુટ મુકવા ઠરાવ્યું છે.

(ङ) એવી ઇમારતો, સાંચાકામ, યંત્ર સામગ્રી અથવા સામાન સુમાનની ચાલુ મરામતની બાબતમાં તે માટે આપેલી રકમ છુટમાં મુકવા ઠર્યું છે.

(च) વેરાને પાત્ર હોય તે સખસની માલકીની એવી ઇમારતો, સાંચાકામ યંત્ર સામગ્રી અથવા સામાન સુમાનની કિંમતમાં જે ઘટાડો થાય તેના સંબંધમાં વેરાને પાત્ર હોય તે શખસને મુળ પડેલી કિંમતની ઇમારતો તથા સામાન સુમાન બાબત સેકડે પાંચ ટકા સુધીનો અને સાંચા કામે તથા યંત્ર સામગ્રી અને તેને લગતા પરંતુ સામાન બાબત ૧૦ટકા સુધીની રકમની છુટ આપવા ઠરાવ્યું છે. એવી ચોખવટ કરી છે કે, ઠરાવેલી વિગતો યોગ્ય રિતે પુરી પાડવામાં આવેલી હોવી જોઇએ અને જ્યારે કોઇ પણ વર્ષ માટે વેરો લઇ શકાય એવો નફો અથવા કમાઇ ન હોવાને લીધે અથવા નફો અથવા કમાઇ ઘસારાની છુટની રકમ કરતાં ઓછી હોવાને લીધે તે વર્ષ માટે એવી કંઇ પણ ઘસારાની છુટનો સંપૂર્ણ અમલ કરી શકાય નહિં ત્યારે પ્રસંગ પ્રમાણે જેનો અમલ કરવામાં આવ્યો ન હોય એવા ઘસારાની છુટ, અથવા તે છુટનો ભાગ તેની પછીનાં વર્ષ માટેના ઘસારા માટેની છુટની

રકમમાં ઉમેરવો, અને તે ઘસારાની છુટનો ભાગ ગણવો અથવા જો તે વર્ષ માટે કાંઇ ઘસારાની છુટ ન હોય તો તે વર્ષ માટેની ઘસારાની છુટ ગણવી અને એ પ્રમાણે તે પછીના વર્ષ માટે ગણવું. તથા કોઇ પણ બાબતમાં આયપત વેરા સંબંધિ નિબંધ અન્વયે અથવા તેનાથી રદ થએલા કોઇ પણ નિબંધ નિયમ કે હુકમ અન્વયે આપવામાં આવેલી સર્વ ઘસારાની છુટની એકંદર રકમ પ્રસંગ પ્રમાણે વેરાને પાત્ર હોય તે શખસને ઇમારતો, સાંચા કામ, યંત્ર સામગ્રી, અથવા સામાન સુમાનની પડેલી મૂળ કિંમતથી વધારે થવી ન જોઇએ.

(छ) જે કોઇ પણ સાંચા કામ અથવા યંત્ર સામગ્રી નકામી થયાના લીધે વેચવામાં આવી હોય અથવા ઉપયોગમાંથી કાઢી નાંખવામાં આવી હોય ત્યારે તે સાંચા કામ તથા યંત્ર સામગ્રીની મૂળ પડેલી કિંમતમાંથી ઉપરની રકમ (च) પ્રમાણે અથવા પ્રથમના આયપત વેરા સંબંધિ નિબંધ નિયમ કે હુકમ અન્વયે કિંમતના ઘટાડા તરીકે આપેલી કુલ છુટની રકમ અને તે સાંચા કામ અથવા યંત્ર સામગ્રી નકામી થયાને લીધે તેને વેચી નાંખ્યાથી ઉપજેલી ખરેખરી વેચાણની રકમ અથવા ભાંગેલા તરીકે તેની જે કિંમત આવી શકે તે રકમ બાદ કર્યા પછી મૂળ કિંમતની કંઇ રકમ રહેલી હોય તે રકમ છુટ તરીકે ગણવામાં આવે છે.

(ज) વેપારના માલ તરીકે નહિં પરંતુ બીજી રીતે ધંધાના સંબંધમાં જે જાનવરોનો ઉપયોગ કરવામાં આવ્યો હોય અને જે મરી ગયાં હોય અગર તેવા કામ સારૂ નાથુને માટે નિરૂપ-

ગી બન્યાં હોય તેવાં જાનવરોના સંબંધમાં વેરાને પાત્ર હોય તે શખસને માટે તે જાનવરોની મૂળ જે કિંમત પડી હોય તે અને તેનાં મુડદાં અગર તે જાનવરોની જો કાંઇ કિંમત ઉપજી હોય તો એ બે રકમો વચ્ચેના તફાવતની રકમ છુટમાં મુકવા ઠરાવ્યું છે.

(झ) વેપાર રોજગારનાં કારણો સારૂ વાપરવામાં આવતો હોય એવા સદરહુ જગ્યાના ભાડાના સંબંધમાં જમીનમહેસુલ, સ્થાનિક કર અથવા સુધરાઇના કર તરીકે આપેલી રકમ છુટમાં ગણવા ઠરાવ્યું છે.

(ञ) એવો નફો અથવા કમાઇ મેળવવા માટેજ કરેલા કોઇ પણ ( મુડી ખર્ચના પ્રકારનો ન હોય એવા ) ખર્ચની રકમ છુટમાં ગણવા ઠરાવ્યું છે.

## (૪) વિશિષ્ટ ઉચ્ચ પ્રકારના જ્ઞાનવાળા ધંધાની પ્રાપ્તિ બાબત [વકીલ, ડાકટર વિગેરેની]

વેરામાં હોય તે શખસે, જે કોઇ પણ વિશિષ્ટ ઉચ્ચ પ્રકારના જ્ઞાનવાળો ધંધો રોજગાર તે કરતો હોય તેના નફા અથવા કમાઇ બાબત, વિશિષ્ટ ઉચ્ચ પ્રકારના જ્ઞાનવાળા ધંધાની પ્રાપ્તિના સદર હેઠળ વેરો આપવો એમ ઠરેલું છે. આ ધંધાનો નફો ગણવામાં નીચે પ્રમાણે છુટ મુકવા ઠરાવ્યું છે.

(क) મુડી ખર્ચના પ્રકારના ન હોય એવા જે ખર્ચ, એવા ધંધા અથવા રોજગારને માટેજ ખાસ કરેલા હોય તેવા

ખર્ચની છુટ મુકયા પછી બાકી રહે તે રકમ કમાઇ અથવા નફો ગણવામાં લેવી એમ ઠર્યું છે.

(ख) વેરાને પાત્ર હોય તે શખસના કંઇ પણ અંગત ખર્ચ માટે કંઈ પણ છુટ મુકવામાં આવશે નહિ એમ ઠરાવ્યું છે.

[નોંધ—૧ કોઇ વકીલ પોતાના ધંધાના અર્થે કાયદાનાં પુસ્તકો ખરીદે તે ખર્ચ તેના ધંધાના માટે કરેલો છે એમ ગણવામાં આવે છે.]

[નોંધ—૨ સાધારણ રીતે આ રાજ્યનો રહીશ હોય એવા કોઇ પણ શખસને રાજ્ય બહારના કોઇ ઠેકાણેથી આવા ધંધાના સંબંધમાં મળેલી દસ્તુરી આયપત વેરાને પાત્ર થાય છે.]

## (૫) બીજાં સાધનો બાબત

જે પ્રાપ્તિને આયપત વેરો લાગુ પડે એમ હોય પણ તે તે પ્રાપ્તિ ઉપરના ચારેમાંથી એકે વર્ગમાં આવતી ન હોય તેવી પ્રાપ્તિવાળા શખસને બીજાં સાધનોથી થતી પ્રાપ્તિ એ સદર હેઠળ વેરો લાગુ કરવા ઠરાવ્યું છે. આવી પ્રાપ્તિનો નફો ગણવામાં નીચે પ્રમાણેની છુટ મુકવા ઠરાવ્યું છે.

(क) એવી પ્રાપ્તિ, નફો અથવા કમાઇ મેળવવા અથવા કરવા માટેજ કરેલા [કોઇ પણ મુડી ખર્ચના પ્રકારના ન હોય એવા] ખર્ચની છુટ મુકયા પછી પ્રાપ્તિ, નફો અને કમાઇ ગણવી એમ ઠરાવ્યું છે.

(ख) વેરાને પાત્ર હોય તે શખસના કંઇ પણ અંગત ખર્ચ માટે કંઇ પણ છુટ મુકવામાં આવશે નહિ એમ ઠરાવ્યું છે.

## ૫ પ્રાપ્તિનો હિસાબ ગણવાની રીત

વેરાને પાત્ર હોય તે શખસોના પગાર તથા જામીનગીરીઓ ઉપરના વ્યાજ માટે નક્કી આંકડો પ્રાપ્તિ તરીકે લેવાનો છે. અને બાકીના વર્ગો એટલે કે વેપાર રોજગાર વિગેરે માટે વેરાને પાત્ર હોય તે શખસ જે રીતથી નિયમસર હંમેશ હિસાબ ગણતો હોય તે રીત પ્રમાણે પ્રાપ્તિ, નફો તથા કમાઇ ગણવી એમ ઠરેલું છે. પરંતુ કોઇપણ રીતથી નિયમસર હિસાબ ગણતો ન હોય અથવા તે જે રીતથી હિસાબ ગણાતો હોય તે રીત ઉપરથી પ્રાપ્તિ, નફો અથવા કમાઇ બરાબર રિતે કાઢી શકાય એમ ન હોય તો; વહિવટદાર સાહેબ ઠરાવે તેવા ધોરણ ઉપર તથા તેવી રીતે પ્રાપ્તિની રકમની ગણત્રી થઇ શકશે એમ ઠર્યું છે.

## ૬ અવિભક્ત (મઝીયારાં) હિંદુ કુટુંબ, પેઢીયો તથા કંપનીઓ બાબત

વેરાને પાત્ર હોય તે શખસે, અવિભક્ત હિંદુ કુટુંબના ભાગીયા તરીકે તેને મળતી કોઇપણ રકમના સંબંધમાં આયપત વેરો આપવો પડશે નહિં એમ ઠરેલું છે.

દૃષ્ટાન્ત. બે ભાઇ ભેગા છે. તેમની અવિભક્તપણાની ધીરધારનું વ્યાજ રૂા. ૪૦૦ આવે છે. ઉપરાંત બે પૈકી એક ભાઇ ખેતીનો ધંધો કરે છે અને બીજો કાપડની દુકાન કરે છે. કાપડની દુકાન કરનાર વર્ષે દહાડે રૂ. ૧૦૦૦ નફો કરે છે. આ પ્રસંગે રૂ. ૧૦૦૦ ની આવક પર વેરો આકારી શકાય એવો

આયપત વેરા સંબંધિ નિબંધની કલમ ૧૫[૧] નો અર્થ થાય છે. ખેતીની આવક પર આયપત વેરો ચઢતો નથી અને રૂ. ૪00 ની આયપત મઝીયારી (અવિભક્તપણાની) છે એટલે તેની ઉપર પણ વેરો આકારવામાં આવશે નહિં આવો એ કલમનો અર્થ થાય છે.

## ૭ કેટલાક પ્રસંગે મળતી છુટ

વેરાને પાત્ર હોય તે શખસે નીચેની બાબતોના સંબંધમાં આયપત વેરો આપવો પડશે નહિં એમ ઠરેલું છે.

(૧) જે કંપનીના નફા અથવા કમાઇ ઉપર આયપત વેરો આકારવામાં આવ્યો હોય તે કંપનીના ભાગદાર તરીકે વ્યાજના રૂપમાં મળતી રકમ ભાગદારનો આયપત વેરો ગણતી વખતે પ્રાપ્તિમાં ગણવાની નથી એમ ઠરેલું છે.

દષ્ટાંત. મફતલાલના ઇસમે કલોલ મીલના શેર રાખેલા છે તેથી તેને વ્યાજનું રૂા. ૧૦૦૦) ઉત્પન્ન આપે છે. આ ઉપરાંત પાનસર ગામે વેપાર કરતો હોવાથી તેને વેપારમાંથી રૂા. ૧૦૦૦ પ્રાપ્તિ થાય છે. આવા પ્રસંગે વેપારના નફા પર આયપત વેરો ચઢે અને કલોલ મીલના શેરનું વ્યાજ આવ્યું તે વ્યાજ પર આયપત વેરો ચઢી શકે નહિં. કારણ કે એ હજાર રૂપીઆ પર વેરો લેવાય છે મતલબ એક ઉત્પન્ન પર બે વખત વેરો ચઢતો નથી.

(૨) કોઇ પણ પેઢીના નફા અથવા કમાઇ ઉપર આયપત વેરો આકારવામાં આવ્યો હોય તે પેઢીના નફા અથવા

કમાઇમાંની તેના ભાગ પ્રમાણે આવેલી રકમ પર આયપત વેરા ચઢાવવામાં આવશે નહિં એમ ઠરેલું છે.

દષ્ટાંત. મોહનલાલ નામનો માણસ મોહનલાલ રામલાલે પેઢીમાં ભાગદાર છે. એ પેઢીએ રૂા. ૪૦૦૦ નફો કર્યો છે એટલે પેઢી પર રૂા. ૬૦ આયપત વેરા ચઢે. હવે મોહનલાલનો પેઢીમાં ૮મો ભાગ છે. તેથી તેને રૂા. ૫૦૦ ભાગીદાર તરીકે મળે છે. અને મોહનલાલ એક જુદી દુકાન ચલાવે એમાંથી એને રૂા. ૫૦૦ની કમાઇ થાય છે. આ રિતે મોહનલાલની કમાઇ રૂા. ૧૦૦૦ની છે છતાં તે આયપત વેરાને પાત્ર થતો નથી. કારણ કે પેઢીમાંથી એને જે પ્રાપ્તિ થઇ એ પર વેરા ચઢી ચુકયો છે. અને દુકાનની પ્રાપ્તિ રૂા. ૭૫૦) અંદરની છે એટલે મોહનલાલ આયપત વેરા નિબંધ અન્વયે વેરાને પાત્ર થઇ શકે નહિં.

## ૮ જીંદગીના વીમા બાબત

વેરાને પાત્ર હોય તે શખસે પોતાની અથવા પોતાની સ્રીની જીંદગીનો વીમો ઉતરાવવા માટે આપેલી કોઇ પણ રકમના સંબંધમાં અથવા પોતાની સ્રિની જીંદગી હયાતીમાં તે પર નિયમિત વખતે નાણા મળી શકે એવા વર્ષાશન (deferred annuity) માટેના કરાર સંબંધમાં અથવા દ્રવ્ય સંચમ સંબંધિ નિયમ લાગુ હોય એવા સમયમાં ભરેલી કોઇપણ રકમના સંબંધમાં આયપત વેરા આપવો પડસે નહિં એમ ઠરેલું છે.

(૧) વેરાને પાત્ર હોય તે શખસ કોઈ હિંદુ અવિભક્ત કુંટુબનો હોય ત્યારે સદરહુ કુંટુંબના કોઇ પણ પુરૂષ આસામીની

અથવા એવા આસામીની સ્ત્રીની જીંદગીનો વીમો ઉતરાવવા માટે આપેલી કોઇ પણ રકમ માટે ઉપર પ્રમાણેજ માફી આપવામાં આવે છે એમ સમજવું.

(૨) આવી માફી આપવાની રકમ વેરાને પાત્ર હોય તે શખસની કુલ આયપતના ⅙ કરતાં વધારે થવી ન જોઇએ એમ ચોખવટ કરેલી છે.

## ૯ વેરો આકારવાની અને વસુલ કરવાની રીત

### (૧) પગાર તથા જામીનગીરીઓના વ્યાજ બાબત

પગાર તથા જામીનગીરીઓના વ્યાજ માટે નક્કી થએલી પ્રાપ્તિ પર વેરો આકારવાનો છે અને તે વેરો પગાર કે વ્યાજ આપનારો અકપાત કરી લેવાનો છે એમ ઠરાવ્યું છે.

### (૨) કંપનીઓ બાબત

(क) દરેક કંપનીના મુખ્ય અમલદારે નફાનો હિસ્સો વહેચતી વખતે હિસ્સો લેનાર દરેક શખસને વહેંચી આપવામાં આવતા નફા ઉપર કંપનીએ આયપત વેરો ભર્યો છે અથવા કંપની ભરશે એવા મજકુરનો અથવા ઠરાવવામાં આવે એવી બીજી વિગતો જણાવેલી હોય એવો દાખલો આપવો જોઇએ તેમજ,

(ख) દરેક સરકારી કચેરીના સંબધમાં ઠરાવેલા શખસે અને દરેક સ્થાનિક સંસ્થા, કંપની અથવા બીજા સાર્વજનિક સમાજ અથવા મંડળના સંબંધમાં મુખ્ય અમલદાર અથવા ઠરાવેલા શખસે તથા દરેક કારખાના વાળાએ નીચે લખેલી હકિકતનું

પત્રક ઠરાવેલા નમુના પ્રમાણે તૈયાર કરવું જોઇએ અને તે દર વર્ષે જુલાઇ મહિનાની ૩૧મી તારીખ પછી ત્રીસ દિવસની અંદર વહિવટદારને (આયપત વેરા કામદારને) આપવું જોઇએ અથવા પહોંચતું કરવું જોઇએ એમ ઠરાવ્યું છે.

(ग) પત્રકમાં હોવી જોઇએ તે વિગત.

જે શખસને 'પગાર' એ સદર હેઠળ ઠરાવવામાં આવે તેવી વેરાને પાત્ર હોય એવી કોઇ પણ પ્રાપ્તિની રકમ સદરહુ સ્થાનિક સંસ્થા 'કંપની' સમાજ અથવા મંડળી અથવા કારખાનાવાળા તરફથી જેમ હોય તેમ, સદર જુલાઇ મહિનાની ૩૧મી તારીખે મળતી હોય અથવા તે તારીખે પુરાં થતાં વર્ષમાં મળી હોય તે દરેક શખસનું નામ તથા જાણવામાં આવી શકે તેટલો પત્તો અને એવા દરેક શખસને મળેલી એવી પ્રાપ્તિની રકમ અને જે વખતે અથવા વખતોએ તે આપવામાં આવી હોય તે વખત અથવા વખતો, તથા એવા દરેક સખસની પ્રાપ્તિમાંથી આયપત વેરાના સંબંધમાં કાપી લીધેલી રકમ.

(घ) દરેક કંપનીના મુખ્ય અમલદારે પાછલાં વર્ષમાં (પાછલુ વર્ષ કોને કહેવું તેનો અર્થ આ પુસ્તકમાં બતાવ્યો છે.) કંપનીની કુલ પ્રાપ્તિનું ઠરાવેલા નમુંના પ્રમાણેનું તથા તે ખરૂં છે એમ ઠરાવેલી રીતે કરેલા એકરારવાળુ પત્રક તૈયાર કરવું જોઇએ અને દર વર્ષે એકટોમ્બર મહિનાની ૧૫ મી તારીખે અથવા તે પહેલાં વહીવટદારને પુરૂ પાડવું જોઇએ. પણ એમ ઠરાવવામાં આવે છે કે, વહીવટદાર પોતાની મુનસફી પ્રમાણે

કોઇ પણ કંપની અથવા કોઇ પણ કંપનીના વર્ગના સંબંધમાં પત્રક પહોંચાડવાની તારીખ લંબાવવાને મુખત્યાર છે.

**(૩) કંપની શિવાયની ઇતર પેઢીઓ, દુકાનો તથા ધીરધારવાળા અને વકીલ ડાકટર વિગેરે તેમજ બીજા ધંધાદારીઓ બાબત.**

(क) વહિવટદારના મત પ્રમાણે જે શખસની કુલ પ્રાપ્તિ આયપત વેરાને પાત્ર થાય એટલી રકમની હોય એવા **કંપની શિવાયના કોઇ પણ શખસના સંબંધમાં** વહિવટદાર તેવા શખસ પર સુચના કાઢી, તે સુચનામાં જણાવવામાં આવે તેવી સુચના બન્યા પછી ઓછામાં ઓછી ત્રીસ દિવસની મુદ્દતની અંદર સુચનામાં ઠરાવવામાં આવે તેવી બીજી વિગતો સુદ્ધાં પાછલાં વર્ષમાંની (પાછલુ વર્ષ કોને કહેવું તે આ પુસ્તકમાં બતાવવામાં આવ્યું છે) તેની કુલ પ્રાપ્તિનું ઠરાવેલા નમુંના પ્રમાણેનું અને તે ખરૂં છે એમ ઠરાવેલી રીતે કરેલા એકરારવાળું પત્રક પુરૂ પાડવાનું ફરમાવશે એમ ઠરેલું છે.

નોંધ : કંપનીના શિરે દર વર્ષે પત્રક પહોંચાડવાની ફરજ છે અને એ શિવાયના ધંધાદારીઓ માટે જ્યારે વહિવટદાર સાહેબ ફરમાવે ત્યારે એટલે કે આકારણી થવાની હોય ત્યારે પત્રક પુરૂ પાડવું એમ ઠરાવ્યું છે. આ નવીન નિબંધ થવાથી પંચવાળા આયપતના આંકડા ગોઠવી મોકલતા હતા તે હવે બંધ થયું છે. હવે તો સુચના પત્ર બજે એટલે જે લોકો ધંધાના અંગે હિસાબ રાખતા હોય તેમણે હિસાબ ઉપરથી અને જે હિસાબ ન રાખતા હોય તેમણે પોતાની આયપત વિચારી નક્કી

કરી સત્ય હકિકતનું પત્રક ભરીને તે નીચે એકરાર (પ્રતિજ્ઞા લેખ) કરી મોકલી આપવાનું છે.

આ સુચનામાં લખેલી મુદતની અંદર પત્રક રજુ ન કર્યું હોય અથવા રજુ કર્યું હોય છતાં તેમાં કંઇ ભૂલ રહી ગઇ હોય તો આકારણી થતાં પહેલાં સુધારીને પત્રક રજુ કરવાની તથા બીલકુલ રજુ ન કર્યું હોય તો નવેસરથી રજુ કરવાની છુટ રાખી છે. મુદત અંદર રજુ ન કરવાથી આકારણી થતાં સુધી પત્રક રજુ કરવાનો હક્ક નષ્ટ થતો નથી.

## ૧૦ હિસાબ રજુ કરવા બાબત

ઉપર પ્રમાણે-કંપની શિવાયના શખસને પત્રક રજુ કરવા સુચના કાઢી હોય તેને તેમજ કંપનીના મુખ્ય અમલદારને મહાલ વહિવટદાર સાહેબ સુચના કરીને સુચનામાં લખેલી તારીખે પોતાને યોગ્ય લાગે તેવા હિસાબ તથા દસ્તાવેજો રજુ કરવાનું અથવા કરાવવાનું ફરમાવી શકે છે. પણ એમ ઠરાવ્યું છે કે વહિવટદાર સાહેબે પાછલા વર્ષના પહેલાંનાં (પાચલુ વર્ષ કોને કહેવું તે અમે આ પુસ્તકમાં જણાવ્યું છે) બે વર્ષ કરતાં વધારે મુદતના હિસાબો રજુ કરવા ફરમાવી શકશે નહિં વળી કોઇ કંપની અગર સંસ્થાના હિસાબ કે દસ્તાવેજ જોવા માગશે તો તેમ કરવાનાં કારણો તેઓ સાહેબે લખી રાખવાં પડશે.

નોંધ હવેથી હિસાબ કે દસ્તાવેજો રજુ કરવાની સુચના મળે તોજ તે રજુ કરવાના છે. જો એવી સુચના ન મળે તો રજુ કરવાના નથી. માત્ર એકરારવાળુ પત્રક મોકલીને બેસી રહે

વાનું છે. પરંતુ પત્રક ખરૂં છે કે ખોટું તે મેળવવા માટે હિસાબ અથવા દસ્તાવેજો જોવા મંગાવવા. સુચના પત્ર નીકળે તો તે બતાવવા જોઇએ માટે પત્રક સાચુ કરવું. અને માગણી થાય તે બતાવવા માટે હિસાબ તૈયાર રાખવા એ ઠીક છે.

## ૧૧ પાછલું વર્ષ કોને કહેવું

( ૧ ) જે વર્ષને માટે આયપત વેરો આકારવાનો હોય તેની તુરત પાછળના વર્ષના જુલાઇ મહીનાની ૩૧ મી તારીખે પૂરા થતા બાર મહીના એ પાછલુ વર્ષ ગણાય. પરંતુ વેરાને પાત્ર હોય તે શખસ જુલાઇ મહીનાની ૩૧મી તારીખે પુરા થતા વર્ષને બદલે બીજી કોઇ તારીખે પુરા થતા વર્ષના સંબંધમાં સદરહુ બાર મહીનાની મુદતની અંદરની તારીખ સુધી હિસાબ કરતો હોય તો વેરાને પાત્ર હોય એવા શખસની મુનસફી પ્રમાણે જે તારીખ સુધીનો તેનો હિસાબ તૈયાર કરવાં આવ્યો હોય તે તારીખે પુરૂ થતુ વર્ષ ગણવું એમ ઠરેલું છે.

**દષ્ટાન્ત.** સંવત ૧૯૮૬ માટે આયપત વેરો આકારવાનો હોય તો ૧–૮–૨૮ થી તા. ૩૧–૭–૨૯ સુધીની મુદત પાછલુ વર્ષ ગણાય. પરંતુ ગુજરાતના લોકો દિવાળીએ નફા તોટાનો હિસાબ કાઢે છે. તા. ૩૧–૭–૨૯ પહેલાંની દિવાળી પહેલાંના બાર મહીના તે પાછલુ વર્ષ ગણાય. એટલે કે સંવત ૧૯૮૪ ના કારતક શુદ ૧થી સંવત ૧૯૮૪ના આસો વદ અમાસ સુધીનું વર્ષ તે પાછલુ વર્ષ ગણાય.

( ૨ ) ઉપર પ્રમાણે એક વખત મુન્સફીનો ઉપયોગ કર્યા

પછી બીજી કોઇ તારીખે પાછલુ વર્ષ ગણવું હોય તો એવા વહિવટની ફેરફારી મે૦ વહિવટદાર સા.ની સંમતિ શિવાય થઇ શકશે નહિં એમ ઠરાવ્યું છે.

( ૩ ) પાછલા વર્ષનો અર્થ ઉપર પ્રમાણે કર્યો છે છતાં કોના માટે પાછલા વર્ષની કઇ મુદ્દત ગણવી તે હજુર મંજુરીથી મે. રા. રા સરસુબા સાહેબ ઠરાવી શકે છે.

## ૧૨ રજુ કરેલું પત્રક ખરૂં માનીને આયપત વેરો આકારવા ઠર્યું છે !

(૧) વેરાને પાત્ર હોય એવા શખસે રજુ કરેલું પત્રક પ્રથમ દર્શનિય ખરૂં માનવું તથા વેરાને પાત્ર હોય તે શખસની કુલ પ્રાપ્તિ એ પત્રક ઉપરથીજ આકારવી અને પત્રક આધારે આયપત વેરાની રકમ નક્કી કરવી એમ ઠર્યું છે.

(૨) રજુ કરેલું પત્રક બીજા ખાત્રીલાયક પુરાવા ઉપરથી ખોટુ અથવા અધુરૂ છે એમ માનવાને વહિવટદારને વ્યાજબી કારણ જણાય તો વહિવટદાર સાહેબ પત્રક રજુ કરનાર પર સુચનાપત્ર કાઢીને એક તારીખ નીમી નીમેલી તારીખે હાજર થવાનું અથવા પત્રકની પુષ્ટિમાં પુરાવા આપવા હોય તો આપવાનું ફરમાવી શકે છે. આવું સુચનાપત્ર કાઢવામાં આવે તો જેમ બને તેમ જલદી પુરાવો લઇ પછી લેખી હુકમ કરીને કુલ પ્રાપ્તિ નક્કી કરવી અને ત્યારબાદ વેરો આકારવો એમ નક્કી થયું છે.

નોંધ—ઉપર પ્રમાણે પત્રક ઉપર વજન રાખવા ઠરાવ્યું છે એટલે ખાત્રીલાયક પુરાવો ન મળે ત્યાં સુધી પત્રક પ્રમાણેજ વેરો આકારી શકાય. નનામી અરજીઓ ઉપરથી કે એવા નજીવા કારણે સુચનાપત્ર નીકળી શકે નહિ તેમજ પુરાવો રજુ કરવાની ફરજ પાડી શકાય નહિ. આ પ્રમાણે ઠર્યું છે એટલે આયપત વેરાને પાત્ર હોય એવા લોકો જો સાચેસાચું પત્રક રજુ કરે તો તેમને કોઇ રીતે અન્યાય થવાનો કે હેરાનગતી ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો નથી એ દેખીતું છે.

## ૧૩ પત્રક અને માગેલા હિસાબ તથા દસ્તાવેજો રજુ ન કરે તેનું પરિણામ

(૧) આયપતવેરાની આકારણી થતાં પહેલાં જે શખસ પત્રક રજુ ન કરે તેમજ પત્રક રજુ કરે અને હિસાબ તથા દસ્તાવેજો માગતાં હિસાબ તથા દસ્તાવેજ રજુ ન કરે તેના માટે સારા સારનો વિચાર કરી વ્યાજબી લાગશે એટલો વેરો મે. વહિવટદાર સાહેબ આકારી શકશે એમ નક્કી થયું છે. પરંતુ, ( ૨ ) જયારે વેરાને પાત્ર હોય તેવો કોઇ શખસ અથવા કંપનીની બાબતમાં તેનો મુખ્ય અમલદાર વેરો આકાર્યાની નોટીસ બજ્યા પછી ૩૦ દિવસમાં વહિવટદારની ખાત્રી કરી આપે કે, આયપત બાબતનું પત્રક તે પુરતા કારણના લીધે મોકલી શક્યો નહોતો અથવા હિસાબ અને દસ્તાવેજ રજુ કરવા બાબતની અગર પત્રક સાચુ છે એવો પુરાવો વિગેરે રજુ કરવાની સુચના બજી નથી તેથી તે સુચનાઓની બાબતમાં સુચનાની શરતો

પ્રમાણે ચાલવાની તેને પુરતી તક મળી નહોતી અથવા બીજા કોઇ પુરતા કારણને લીધે તે તે પ્રમાણે ચાલી શક્યો નથી તો વહિવટદાર સાહેબે વેરાની કરેલી આકારણી રદ કરવી જોઇએ. અને નવેસર તપાસ કરી પુરાવો લેવો ઘટે તો લઇ વેરાની ફરીથી આકારણી કરવી જોઇએ અગર વેરો માફ કરવા જેવો હોય તો માફ કરવો જોઇએ એમ ઠરેલું છે.

**નોંધ** મંદવાડના કે એવા બીજા ખાસ પ્રસંગે આ છુટ મળી શકે. સુચના પત્ર ન બજ્યા હોય તો પણ આ છુટનો લાભ લેઇ શકાય

## ૧૪ ખોટની રકમ મજરે આપવા બાબત

( ૧ ) વેરાને પાત્ર હોય એવા શખસને કોઇ પણ વર્ષમાં નફા અણુત્રા કમાઇમાં ખોટ જાય ત્યારે એક સદરમાં ખોટ જાય બીજા સદરમાં મજરે મળી શકે છે.

**દ્રષ્ટાંત** એક ડોકટર દવાખાનાનો ધંધો કરે છે. અને તે ઉપરાંત તેમની એક કાપડની પેઢી ચાલે છે. કાપડની પેઢીમાં રૂા, ૧૦૦૦) ખોટ ગઇ હોય તો દવાખાનાની પ્રાપ્તિની રકમમાંથી એ ખોટ આયપત વેરાની પ્રાપ્તિ ગણવામાં મજરે લઇ શકાય છે.

( ૨ ) કોઇ કંપનીને કોઇ વર્ષમાં ખોટ ગઇ હોય અને ગએલી ખોટ સર્વાંશે બાદ કરી શકાય એમ ન હોય ત્યારે એ કંપનીનો ભાગીદાર તે વર્ષની પોતાની કમાઇમાં એ ખોટ મજરે લેવરાવી શકે છે.

**દૃષ્ટાંત—એક વકીલ એક કંપનીના ભાગીદાર છે એ કંપ-**નીને રૂ. ૧૦,૦૦૦ ખોટ ગઇ એટલે દસમા ભાગે વકીલને રૂ. ૧૦૦૦ ખોટ ખમવી પડી કારણ કે વકીલનો એ કંપનીમાં દસમો ભાગ હતો હવે વકીલને વકીલાતના ધંધામાં રૂ. ૨૦૦૦) આવક થએલી છે. તેમાંથી આ ખોટના રૂા. ૧૦૦૦ મજરે ગણી શકાય એટલે આવા પ્રસંગે વકીલની પ્રાપ્તિ રૂ. ૧૯૦૦) છે એમ ગણીને વેરો આકારી શકાય છે.

## ૧૫ ધંધો રોજગાર બંધ કર્યા બાબત

( ૧ ) કોઇ પણ વેપાર, રોજગાર, ધંધો અથવા ઉદ્યમ બંધ કરવામાં આવશે તો બંધ કરવામાં આવ્યા તારીખ સુધી-નોજ આયપત વેરો આકારવામાં આવશે એમ ઠરાવ્યું છે પણ એ પ્રમાણે બંધ કરવામાં આવે તે તારીખથી ૩૦ દિવસની અંદર બંધ કર્યા બાબતની સુચના મે. વહિવટદાર સા.ને આપવી જોઇએ. જો ૩૦ દિવસમાં સુચના ન આપે તો બંધ કર્યા તારીખ સુધીના આયપત વેરા ઉપરાંત રૂ. ૧૦ થી વધારે નહિં. એટલો દંડ ખબર ન આપ્યાની શિક્ષા તરીકે મે. વહિવ-ટદાર સાહેબ વસુલ કરવાનું ફરમાવી શકસે એમ નક્કી થયું છે. માટે એવી સુચના આપવા માટે આળસ કરવી નહિં.

( ૨ ) ઉપર પ્રમાણેનો પ્રસંગ હોય ત્યારે ધંધો રોજગાર બંધ કરનાર શખસ ઉપર અને પેઢીની બાબતમાં પેઢીના સભા-સદ ઉપર અગર કંપનીની બાબતમાં કંપનીના મુખ્ય અમલદાર ઉપર સુચના કાઢીને આયપતનું પત્રક માગી શકશે અને એ

પત્રક જેના પર સુચના આપે તેણે આગળ પેરેગ્રાફ ૯મા સમજુત આપી છે તે પ્રમાણે ૩૦ દિવસની અંદર પુરૂ પાડવું પડશે એમ નક્કી થયું છે.

## ૧૬ વહેંચણી થયા પછીનો વેરો

( ૧ ) પ્રથમ અવિભક્ત ( મઝીયારા ) હોય તેવા માણસો પાછલુ વર્ષ પુરૂ થતાં પહેલાં જુદા થાય તો વહેંચણ થઇ ગઇ છે માટે વહેંચણ થયા પ્રમાણે વેરો આકારવાની માગણી આયપત વેરાની આકારણી વખતે કરી છે. આવા પ્રસંગે દરેક ભાગીદારને સુચના પત્ર બતાવી પછી વેરાની આકારૂણી કરવા ઠરાવ્યું છે.

## ૧૭ ધંધો રોજગારની માલીકીના ફેરફાર બાબત.

જે કોઇ પેઢીના બંધારણમાં ફેરફાર થાય અથવા કોઇ શખસ કોઇ પણ વેપાર રોજગાર, ધંધો અથવા ઉદ્યમ ઉપર બીજાને ઠેકાણે આવ્યો હોય ત્યારે વેરો આકારતી વખતે નવી થએલી પેઢી ઉપર અથવા નવીન થએલા શખસ ઉપર જેમ હોય તેમ વેરો આકારવો જોઇએ એમ ઠર્યું છે.

## ૧૮ પ્રાપ્તિ છુપાવવા બાબત શિક્ષા

( ૧ ) કોઇ આયપત વેરા અધિકારીને એવી ખાત્રી થાય કે વેરાને પાત્ર છે એવા અમુક શખસે પોતાની પ્રાપ્તિની વિગતો છુપાવી છે અથવા જાણી જોઇને પ્રાપ્તિની ખોટી વિગતો પુરી પાડી છે અને તેમ કરીને પ્રાપ્તિની રકમથી ઓછી રકમ જણાવી છે તો તે અધિકારી તેવા શખસનો રૂા. ૧૦ સુધી

( આયપત વેરા ઉપરાંત ) દંડ કરી શકે છે. પણ આવો દંડ તેવા અધિકારીથી જેનો દંડ કરવો હોય તેનું શું કહેવું છે તે સાંભળ્યા શિવાય તેમજ તેને જે કહેવું હોય તે કહેવાની પુરતી તક આપ્યા શિવાય થઇ શકતો નથી. આવો દંડ થાય એટલે એ કસુરના માટે આયપત વેરા નિબંધ વિરૂદ્ધના કોઇ પણ ગુન્હા માટે કામ ચલાવી શકાતું નથી.

( ૨ ) ઉપર પ્રમાણેનો દંડ જો વહિવટદાર કરતાં ઉપલા દરજ્જાના અધિકારી કરે તો તેમણે દંડ બાબત કરેલા હુકમની નકલ તાબડતોબ મે. વહિવટદાર સા. તરફ મોકલવી જોઇએ એમ ઠર્યું છે.

નોંધ આ પ્રમાણેનો દંડ આયપત વેરા અધિકારી કરી શકે એમ આયપત વેરા સંબંધિ નિંબધની કલમ ૨૮ થી ઠર્યું છે. અને વહિવટદાર તથા નાયબ સુબા આયપત વેરા અધિકારી છે એમ તેજ નિબંધની કલમ ૭ થી ઠર્યું છે. એટલે નાયબસુબા સાહેબથી ચઢતા દરજ્જાના અધિકારી સા.થી આ પ્રમાણેનો દંડ થઇ શકે નહિં એમ લાગે છે.

## ૧૯ વેરો આકર્યાની ખબર આપવા બાબત

વહિવટદાર સાહેબે વેરાને પાત્ર હોય તે શખશે આયપત વેરાની રકમ કેટલી આપવી પડશે તે નક્કી કરી તથા જો કંઇ દંડ થયો હોય તો કેટલો દંડ તે જણાવી ઠરાવેલા નમુના પ્રમાણે વેરાને પાત્ર હોય તે શખસ ઉપર સુચના બજાવવી એમ ઠર્યું છે.

નોંધ અત્યાર સુધી એવો વહિવટ હતો કે રૂા. ૩૬) અંદર

આયપત વેરો હોય તો જાહેરમાં નીકળતાં અને રૂા. ૩૬) અને તેથી વધુ હોય તો સુચના મળતી પણ હવેથી ગમે તેટલી રકમ હશે તોયે જે જે ઇસમ આયપત વેરાને પાત્ર હશે તે બધાને સુચના મળશે. (થએલો સુધારો ઠીક છે એમ અમને લાગે છે.)

## ૨૦ વિવાદ (અપીલ) તથા તપાસણી બાબત

[ ૧ ] આયપત વેરાની આકારણીથી નારાજ હોય એવો આયપત વેરાને પાત્ર થએલો શખસ અને ઉપર બતાવેલા પ્રસંગોમાં દંડ થયો હોય તો જેનો દંડ થયો હોય તે શખસ આયપત વેરો આકાર્યાની તથા દંડ થયાની સુચના મળે એ તારીખથી ૩૦ દિવસમાં મે. વિભાગ નાયબ સુબા સાહેબ તરફ વિવાદ કરી શકશે. વિવાદ સાથે ઠરાવની નકલ સામેલ રાખવી પડે છે. ઠરાવની નકલ લેતાં જેટલા દિવસ લાગે તે વિવાદની મુદ્દતમાં મજરે મળે છે.

દ્રષ્ટાન્ત એક માણસનો વેરો અમુક રૂપીઆ આકાર્યો એવી તેને તા. ૧–૮–૩૦ ના રોજ ખબર મળી છે. એટલે તેણે તા. ૩૧–૮–૩૦ પહેલાં વિવાદ દાખલ કરવો જોઇએ પરંતુ એણે નકલ લેવા તા. ૪–૮–૩૦ ના રોજ અરજી આપી અને નકલ તા. ૧૪–૮–૩૦ના રોજ તૈયાર થઇ તો બીજા ૧૧ દિવસ મુદ્દતમાં મજરે મળે એટલે તા. ૧૩–૯–૩૦થી તા. ૨૦–૯–૩૦ સુધી વિવાદ કરે તો ચાલી શકે કદાચ તારીખ ૧૦–૯–૩૦થી તા. ૨૦–૯–૩૦ સુધી રજા તહેવાર હોય તો તા. ૨૧–૯–૩૦ ના રોજ ઉઘડતી કોર્ટે વિવાદ દાખલ કરી શકાય.

[૨] સુચના મળી હોય છતાં પત્રક રજુ કર્યું ન હોય, અથવા હિસાબ અને દસ્તાવેજો બતાવી જવા સુચના આપી હોય છતાં તે બતાવ્યું ન હોય એ કારણે મે. વહિવટદાર સાહેબે સારાસારનો વિચાર કરી વેરો ચઢાવ્યો હોય તો વિવાદ કરવાની છુટ બંધ થાય છે. એવા પ્રસંગે આગળ બતાવ્યા પ્રમાણે મે. વહિવટદાર સાહેબ પાસે આગળ પેરેગ્રાફ ૧૩માં બતાવ્યા પ્રમાણે ફેર તપાસણી કરાવી લેવી જોઇએ. ફેર તપાસણી કરવાની મે. વહિવદાર સા. ના પાડે તો મે વિ. ના. સુબા સા.ને વિવાદ થઇ શકે. આવા પ્રસંગે થએલી વેરાની આકારણી સામે વિવાદ રાખ્યો નથી છતાં અસંતોષ રહેતો હોય તો મે. પ્રાંત સુબા સા. તરફ તપાસણી અરજ કરી શકાય છે, આવી તપાસણી અરજ જો યોગ્ય લાગે તોજ મે સુબા સા. દાખલ કરશે એમ ઠર્યું છે.

**નોંધ**—સુચના મળે છતાં પત્રક રજુ ન કરનાર માટે તથા હિસાબ અને દસ્તાવેજ રજુ ન કરનાર માટે વિવાદનો માર્ગ બંધ પડે છે માટે આળસમાં ન રહેવું એ ઉત્તમ છે.

(જે લોકો ચોપડા રાખતાજ નથી એમના માટે શું ઠરાવ છે તે આ પુસ્તકમાં છેવટે જુઓ.)

[૩] વિવાદ અરજી ઠરેલા નમુના પ્રમાણેની હોવી જોઇએ અને તે ખરી છે એવો તેમાં ઠરાવેલી રીતે એકરાર કરેલો હોવો જોઇએ એમ ઠરાવ્યું છે.

[૪] વિવાદ દાખલ થશે એટલે મે. વિ. નાયબ સુબા સાહેબ વિવાદની સુનાવણીનો દિવસ અને સ્થળ નક્કી કરશે.

સુનાવણી વખતો વખત મુલતવી રાખવાને ( મુદ્દત પાડવાને ) તેઓ સાહેબ મુખ્ત્યાર છે.

( ૫ ) આયપત વેરાની રકમ રુપીઆ ૩૬ અંદરની હોય તો મે. વિભાગ નાયબ સુબા વિવાદમાં ઠરાવ કરે તે આખરનો ગણાય છે. અને રુપીઆ ૩૬ અગર તેથી વધારે રકમ હોય તો બીજો વિવાદ મે. સુબા સા.ને થઇ શકે શકે છે. સુબા સા.ના ઠરાવ પર વિવાદ ચાલી શકતો નથી.

( ૬ ) મે. રા. રા. સર સુબા સાહેબ પોતાની મેળે અથવા કોઇની અરજી ઉપરથી પોતાના હાથ નીચેના કોઇ પણ અમલ-દારે આયપત વેરા સંબંધિ નિબંધ અન્વયે જે કંઇ કામ કર્યું હોય તેના કાગળો મંગાવી શકે છે અને તે કાગળો સંબંધમાં પોતાને યોગ્ય લાગે એવી ચોકસી કરવાને કે કરાવવાને તથા વ્યાજબી હુકમ કરવાને તેઓ સાહેબ મુખત્યાર છે. પણ એમ ઠરાવ્યું છે કે વેરાને પાત્ર હોય એવા શખસનું કહેવું સાંભળ્યા તેમજ સાંભળાવવાની વ્યાજબી તક આપ્યા શિવાય તેના વિરૂદ્ધ તેઓશ્રી કંઇ પણ હુકમ કરી શકશે નહિં. આવી રીતે તપાસ કરીને તેઓ સાહેબ જો વેરો વધારે તો તેમના હુકમ સામે હજુરમાં વિવાદ થઇ શકે છે.

( ૭ ) નાયબ સુબા સાહેબ તથા સુબા સાહેબ પોતાના નીમતાણામાં માલમ પડયા ઉપરથી અથવા કોઇની અરજી ઉપરથી વહિવટદાર સાહેબે કરેલા કામના કાગળો મંગા-વીને તપાસવાને અગર પોતાને યોગ્ય લાગે એવી ચોકસી

કરવાને કે કરાવવાને તથા ચોકસીના અંતે કાયદેસર હુકમ કરવાને મુખત્યાર છે એમ ઠર્યું છે. પણ વેરાને પાત્ર હોય એવા શખસનું કહેવું સાંભળ્યા શિવાય તથા સાંભળવાની યોગ્ય તક આપ્યા શિવાય તેવા શખસના વિરૂદ્ધ કંઇ પણ કરી શકશે નહિં એવી ચોખવટ થયેલી છે. મે. ના. સુબા સા. અગર મે. સુબા સાહેબ આવી ચોકસીના અંતે કંઈ વેરો વધારે તો વધારેલી રકમથી નારાજ માણસ વિવાદ કરી શકશે. વધારા સહિતની રકમ રૂા. ૩૬ની અંદર હશે તો બીલકુલ વિવાદ ચાલશે નહિં પણ રૂા. ૩૬ અગર તેથી વધુ હશે તો નાયબ સુબા સા.ના ઠરાવ ઉપર સુબા સા.ને અને સુબા સા.ના ઠરાવ ઉપર સર સુબા સા.ને વિવાદ થઇ શકશે એમ ઠરેલું છે. આવા પ્રસંગે વિવાદમાં ઠરાવ થાય એ આખરનો ગણાય છે.

( ૮ ) વિવાદ સાંભળનાર અમલદાર વેરાની આકારણી કાયમ રાખવાને અથવા રદ કરવાને મુખત્યાર છે. અથવા આકારણી રદ કરવાને તથા વહિવટદારને યોગ્ય લાગે તેમ અથવા પોતે ફરમાવે તેમ વધુ તપાસ કર્યા પછી નવેસર આકારણી કરવાને માટે ફરમાવી શકે છે. તથા દંડની બાબતમાં દંડ કાયમ રાખવો કે માફ કરવો એવો હુકમ કરી શકે છે એ પ્રમાણે નક્કી થયું છે.

## ૨૧ વેરો આકારવો રહી ગયો હોય તો શુ થાય ?

કોઇ પણ કારણ સર વેરાને પાત્ર હોય એવી પ્રાપ્તિ નફો અથવા કમાઇ ઉપર કોઇ પણ વર્ષમાં વેરો આકારવો રહી ગયો

હોય અથવા ઓછા દરથી વેરો આકારવામાં આવ્યો હોય તો વહીવટદાર સાહેબ તે વર્ષ પુરૂં થયા પછી એક વર્ષની અંદર કોઇ પણ વખતે આયપતનું પત્રક આપવા સુચના પત્ર કાઢીને આયપત વેરો આકારવાને અથવા ફરી આકારવાને મુખ-ત્યાર છે એમ ઠરેલું છે. આવી આકારની સામે આગળ બતાવ્યા પ્રમાણે વિવાદ થઇ શકે છે.

## ૨૨ ચૂકની દુરસ્તી બાબત

વેરો આકાર્યા બાબત સુચના આપી હોય તે તારીખથી એક વર્ષની અંદર વહિવટદારને માલમ પડે કે કંઇ ચૂક રહી ગઇ છે તો તે પોતે સુધારી શકે છે તેમજ વેરાને પાત્ર હોય એવો શખસ એક વર્ષની અંદર રહી ગએલી ચૂક સુધારવા સુચવે તો તે વહિવટદાર સાહેબથી સુધારી શકાય છે. પણ આવી દુરસ્તી કરવાથી જો વેરાની રકમ વધતી હોય તો તે બાબત વેરાને પાત્ર હોય એવા શખસનું કહેવું સાંભળવું જોઇએ તેમજ સાંભળવા માટે યોગ્ય તક આપવી જોઇએ. ચૂક દુરસ્ત થવાથી વેરાની રકમમાં ઘટાડો થાય તો વધારે વસુલ થએલી રકમ જેના પાસેથી લેવાયેલી હોય તેને પરત આપવી અને જો વધારે થતી હોય તો વેરાને પાત્ર હોય તે શખસને ચૂક દુરસ્ત થયા પ્રમાણેની રકમનું સુચનાપત્ર આપવા ઠરાવ્યું છે. આવા વધારા સામે સુચના પત્ર મળ્યા તારીખથી ૩૦ દિવસની અંદર આગળ સુચ-વ્યા પ્રમાણે આયપત વેરાને પાત્ર હોય તે શખસ વિવાદ કરી શકે છે:

## ૨૩ માહીતી મંગાવવાનો અધિકાર

કોઇ પણ પેઢીના સભાસદોનું અથવા કુંટુંબના કર્તા અગર પુખ્ત ઉમરના પુરૂષનું નામ તથા સરનામું આપવા વહિવટદાર અગર નાયબસુબા સાહેબ ફરમાવી શકે છે. અને તે સાહેબો જેને જુમ્મેદાર, પાલક અથવા મુખત્યાર માનતા હોય તેને જે શખ-સોના તે જુમ્મેદાર, વાલી અથવા મુખત્યાર હોય તેમનાં નામો તથા સરનામાં પુરા પાડવા ફરમાવી શકે છે.

## ૨૪ કંપનીના ભાગીદારોની નોંધ વહી બાબત

કોઇ પણ કંપનીના ભાગીદારોની, વ્યાજુ ચીઠ્ઠીઓ ધારણ કરનારાઓની અથવા ગીરો રાખનારાઓની નોંધ વહી તપાસવાનો તથા જરૂર હોય તો નોંધવહીની અથવા એવી નોંધ વહીમાંની નકલો લેવા કે લેવડાવવાનો અધિકાર મે. વહિવટદાર સા.ને વિ. નાયક સુબા સા.ને છે.

## ૨૫ દંડ તથા વેરો વસુલ કરવા બાબત

આયપત વેરો આકારીને સુચના પહોંચાડવામાં આવે એટલે નક્કી થયેલો વેરો વસુલ આપવો જોઇએ. આવી રકમ ન આપે તેની પાસેથી વેરાની રકમ જમીન મહેસુલની બાકી વસુલ કરવા સંબંધીનાં ધોરણે વસુલ થઇ શકે છે પરંતુ એમ ઠરાવ્યું છે કે, વેરાને પાત્ર હોય એવા શખસે વિવાદ કર્યો હોય અગર તપાસણી અરજ આપી હોય ત્યારે જ્યાં સુધી એવા વિવાદનો કે તપાસણી અરજનો નિકાલ ન થાય ત્યાં

સુધી વેરો વસુલ આપવાની ના પાડે તે કસુરદાર ગણાતો નહિં.

## ૨૬ વેરાની રકમ પરત મળવા બાબત

( ૧ ) કંપનીમાંથી મળેલી નફાની વહેંચણીની રકમ પરનો વેરો કોઇ શખસની કુલ પ્રાપ્તિને લાગુ પડે એ વેરા કરતાં વધારે હોય તો વધારેનો વેરો પાછો મળી શકે છે.

( ૨ ) પાછલા વર્ષની કોઇ નોંધાએલી પેઢીના સભાસદની કુલ પ્રાપ્તિના આયપત વેરાનો દર પેઢી પર આકારેલા દર કરતાં ઓછો જોઇએ એવી ખાત્રી કરી આપેથી વધારે લેવાએલો વેરો પરત મળી શકે છે.

( ૩ ) પગાર અને જામીનગીરીના વ્યાજમાંથી કાપી લીધેલો વેરો કુલ પ્રાપ્તિ પર હોવો જોઇએ તે કરતાં વધારે હોય તો વધારે વસુલ થએલો વેરો પરત મળી શકે છે.

( ૪ ) આવા પ્રસંગે કુલ પ્રાપ્તિ એવી રીતે ગણાય છે કે જે પ્રાપ્તિ, નફો અગર અવેજ આ રાજ્યમાં ઉત્પન્ન થયો હોત અથવા મળ્યો હોત તે ગમે ત્યાં થયો હોય તો પણ ગણત્રીમાં લેવો.

( ૫ ) આયપત વેરા અન્વયે કોઇ કંપની અથવા શખસની જે પ્રાપ્તિ ઉપર વેરો લાગુ કરવામાં આવ્યો હોય તે પ્રાપ્તિ કોઇ પણ કારણના લીધે બંધ થાય, અગર ઓછી થાય અથવા જે વર્ષના માટે વેરો લાગુ કર્યો હોય તે વર્ષ પુરૂં થતાં પહેલાં

જો કોઇ એવો શખસ મરી જાય, અગર નાદાર થાય તો તે કંપની અગર શખસ અગર તેનો કાયદેસર વારસ વકીલ આકાર સુધારવા તથા વેરાની રકમ બધી અગર અમુક પરત મળવા મે૦ વહિવટદાર સા.ને અરજી કરી શકે છે.

( ૬ ) ઉપર લખ્યા પાંચે પ્રકારની અરજી મે. વહિવટદાર સાહેબ તરફ કરવી જોઇએ અને તેના ખરાપણાની ખાત્રી કરી આપવી જોઇએ એટલે તેઓ સાહેબ વેરાનો આકાર સુધારશે અથવા જે રકમ વધારે ભરાઇ હશે તે પાછી આપશે અથવા આયપત વેરાને પાત્ર શખસ અગર કંપની વેરાને બીલકુલ પાત્ર નથી એમ ઠરશે તો બધી રકમ પાછી આપશે.

## ૨૭ વેરાની રકમ પાછી માગવાની મુદત

ઉપરના પેરેગ્રાફ ૨૬ પ્રમાણે વેરાની રકમ પરત માગવાની અરજી જે વર્ષમાં વેરો વસુલ કરવામાં આવ્યો હોય તે વર્ષના છેલ્લા દિવસથી એક વર્ષની અંદર કરવામાં નહિં આવે તો તે માગણી સ્વિકારાશે નહિં એમ નક્કી થયું છે.

## ૨૮ ગુન્હા અને શિક્ષા

( ૧ ) જે કોઇ શખસ વ્યાજબી કારણ અગર સબબ વગર પગાર અને જામીનગીરીના વ્યાજમાંથી વેરો કાપી લેશે નહિં, તથા એવી રીતે કાપી લીધેલી રકમનો દાખલો તેમજ હિસ્સેદારોને આયપત વેરા સંબંધિ દાખલો કંપનીઓ આપે તે દાખલા રજુ કરશે નહિં તથા કંપની યા સ્થાનિક સંસ્થા વાર્ષિક

પત્રક રજુ કરશે નહિં તથા કોઇ કંપની નોંધવહી તપાસવાની યા તેની નકલ આપવાની ના કહેશે તથા કોઇ કંપની કે પેઢી યા આયપત વેરાને પાત્ર હોય એવો શખસ આવકનું પત્રક પુરૂ નહિં પાડે, યા હિસાબ અને દસ્તાવેજ રજુ નહિં કરે તે ફોજદારી ન્યાયાધીશમાં તેના ઉપર ગુન્હાની સાબીતીનો ઠરાવ થએથી જેટલા દિવસ સુધી કસુર ચાલુ રહે તે દરેક દિવસને માટે રૂા. ૫) સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે એમ ઠરાવ્યું છે.

નોંધ :—જેને હિસાબ કે દસ્તાવેજ કાંઇ હોય નહિ, અને તેથી રજુ ન કરે તો કસુરવાન ગણાય નહિ.

( ૨ ) આયપતનું પત્રક તથા અપીલ અરજી આપતી વખતે તે નીચે એકરાર ( પ્રતિજ્ઞા લેખ ) કરવો પડે છે. એ એકરારમાં કોઇ શખસ જે હકીકત ખોટી હોય તે અને જે હકિકત ખોટી છે એવું તે જાણતો હોય અથવા માનતો હોય અથવા જે હકિકત ખરી છે એવું તે માનતો નહિં હોય તે ખરી તરીકે જણાવશે તો તેણે ફોજદારી નિબંધની કલમ ૧૭૨માં કહેલો ગુન્હો કર્યો છે એમ ગણવામાં આવશે એમ ઠરાવ્યું છે.

નોંધ—ફોજદારી નિબંધની કલમ ૧૭૨ નીચે પ્રમાણે છે. "કોઇ સરકારી નોકરને તેના હોદ્દાને લીધે કંઇ બાબત સંબંધી ખબર આપવાની કાયદા મુજબ જેની ફરજ હોય તે શખસ તે બાબત સંબંધી જે ખબર ખોટી છે એમ પોતે જાણતો હોય

અથવા એમ માનવાનું પોતાનું કારણ હોય એવી કંઇ ખબર ખરી ખબર તરીકે આપે તો તેને ૭ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બન્ને શિક્ષા કરવી. પણ દંડ રૂપીઆ એક હજાર કરતાં વધારે હોવો ન જોઇએ.

(૩) ઉપરની બન્ને બાબતો માટે પ્રાંતના મે. સુબા. સા.ના હુકમ સિવાય કામ ચલાવી શકાશે નહિ, એમ નક્કી થયું છે. સુબા સાહેબ ચાલતું કામ બંધ કરાવવાને તેમજ એવા ગુન્હા સંબંધે માંડવાળ કરવાને મુખત્યાર છે.

## ૨૯ દિવાની અને ફોજદારી ફરિયાદ

આયપત વેરો કાઢી નંખાવવા માટે અથવા તેમાં ફેરફાર કરવા માટે કોઇ પણ દિવાની ન્યાયાધીસીમાં ફરિયાદ ચાલી શકશે નહિ એમ ઠરાવ્યું છે અને કોઇ સરકારી અમલદારે આયપત વેરા સંબંધી નિબંધ અન્વયે શુદ્ધબુદ્ધિથી કરેલા અથવા કરવા ધારેલા કોઇ પણ કામ માટે ફોજદારી ફરીઆદ દાવો, અથવા બીજુ કાંઇ કામ ચાલી શકશે નહિ એમ નક્કી થયું છે.

## ૩૦ હકિકત ગુપ્ત રાખવા બાબત

( ૧ ) આયપતવેરા સંબંધિં નિબંધ અન્વયે કરેલી કોઇ પણ કેફીયતમાં અથવા પુરા પાડેલા પત્રકમાં અથવા રજુ કરેલા હિસાબમાં, ચોપડાઓમાં અથવા દસ્તાવેજોમાં, અથવા ગુન્હા સંબંધીની ફરીઆદો શિવાયના બીજા કોઇ પણ આયપત વેરા સંબંધી કામ માટે આપેલા પુરાવામાં અથવા કરેલા સોગન-

નામામાં અથવા આપેલી જુબાનીમાં અથવા આયપત વેરા સંબંધિ નિબંધના કારણુ સારૂ તૈયાર કરેલા વેરા આપવા બાબત અથવા માગણી વસુલ કરવાના સંબંધમાં કોઇ પણુ કામના કોઇ પણુ કાગળપત્રમાં જણાવેલી સઘળી હકીકત ગુપ્ત તરીક ગણવામાં આવશે અને પુરાવાના કાયદામાં ગમે તેમ ઠરાવ્યું હોય તો પણુ કોઇ પણુ ન્યાયાધીશને આયપત વેરા સંબંધિ નિંબંધમાં ઠરાવ્યું છે તે સિવાય એટલે આયપત વેરા સંબંધિ ગુન્હાના કામ સિવાય એવા કોઇ પણુ પત્રક, હિસાબ ચોપડા, દસ્તાવેજો, કાગળપત્રો અથવા દફતરનો કોઇ પણુ ભાગ કોઇ પણુ સરકારી નોકરને રજુ કરવાનું અથવા તેના સંબંધમાં તેની આગળ પુરાવો આપવાનું ફરમાવવાનો અધિકાર નથી એમ ઠરેલું છે.

(૨) જો કોઇ સરકારી નોકર એવી કોઇ પણુ કેફીયતમાં, પત્રકમાં, હિસાબમાં, દસ્તાવેજોમાં, ચોપડામાં, પુરાવામાં, સોગનનામામાં, જુબાનીમાં, અથવા દફતરમાં જણાવેલી કોઇ પણુ હકિકત કોઇને જણાવશે અગર પ્રગટ કરશે ટો, તે ૭ મહિના સુધી કેદની શિક્ષાને અને દંડની શિક્ષાને પાત્ર થશે એમ નક્કી થયું છે.

(૩) પણુ એમ ઠરાવ્યું છે કે, કોઇ પણુ મજકુર એવી કોઇ પણુ કેફીયત, પત્રક, ચોપડા, હિસાબ, દસ્તાવેજો, પુરાવો સોગનનામાં અથવા જુબાનીના સંબંધમાં ફોજદારી નિબંધની કલમ ૧૭ ૬ મુજબ કામ ચલાવવનાકારણુ સારૂ અથવા આયપત

વેરા સંબંધિ નિબંધ મુજબ કામ ચલાવવાના કારણ સારૂ એવી કોઇ પણ હકિકત પ્રગટ કરવાના કૃત્યને અથવા આયપત વેરા સંબંધી નિબંધનો અમલ કરવાનું કામ કરતો હોય એવા કોઇ શખસને આયપત વેરા સંબંધિ નિબંધના કારણ સારૂ એવી હકિકત પ્રગટ કરવાની જરૂર હોય તે પ્રસંગે તેવા શખસને તેવી કોઇ પણ હકિકત પ્રગટ કરવાના કૃત્યને અથવા આયપત વેરા સંબંધિ નિબંધ મુજબ કોઇ પણ સુચનાની બજાવણી માટેના અથવા કોઇ પણ માગણી વસુલ કરવા માટેના કોઇ પણ તાકીદ પત્રોનો કાયદેસર રીતે ઉપયોગ કરવાથી પ્રગટ કરવાની જરૂર પડેલી હોય એવી હકિકત પ્રગટ કરવાના કૃત્યને આ પ્રતિબંધ લાગુ પડતો નથી.

૪ ઉપર પ્રમાણેના કામમાં સર સુબા સા.ની પ્રથમ પરવાનગી મેળવ્યા સિવાય કોઇપણ ફોજદારી ફરીઆદ ચાલી શકશે નહિં એમ ઠરાવ્યું છે.

## ૩૧ વિશેષ વિગતો

(૧) આયપત વેરા સંબંધિ નવા નિબંધથી રૂ. ૭૫૦ અંદરની આયપત પર વેરો લાગુ થતો ન હોતો એ સત્તા કાયમ રહી છે તથા રૂ. ૭૫૦ થી રૂ. ૧૦૦૦ સુધીની આયપત માટે રૂ. ૧૦ વેરો હતો અને રૂ. ૧૦૦૦ અગર તેથી વધારેની આયપતે દર સેંકડે ૧॥ ટકા વેરો લેવાના દર હતા તે કાયમ રાખ્યા છે. તેમજ આયપત વેરાની ત્રિવાર્ષિક આકારણી કરવાનું અને

વિવાદના ધોરણો પ્રથમ પ્રમાણે રાખ્યાનું નક્કી થયું છે, એ શિવાયને માટે આગળ જણાવ્યા પ્રમાણે ઠર્યું છે. એટલે,

(૨) જે લોકો ધંધાને અંગે ચોપડા સાધારણત: રાખતા નથી તેવા લોકો આયપત વેરાની આકારણી વિરૂદ્ધના વિવાદના કામે પોતાનો ધંધો અમુક સ્વરૂપનો હોવાથી રિવાજ પ્રમાણે અગર અમુક યોગ્ય કારણના લીધે હિસાબ રાખતા નથી એવું સોગન નામું યોગ્ય અધિકારવાળા ન્યાયાધિશ આગળ કરીને તે સોગનનામું વિવાદ અરજ સાથે રજુ કરશે તો ચોપડા, હિસાબ અને દસ્તાવેજ રજુ નહિં કર્યા હોય છતાં તેમનો વિવાદ ચાલશે. આવા પ્રસંગે વિવાદ સાંભળનાર અમલદાર સોગન નામામાં લખેલી હકિકત સાચી છે કે ખોટી તેનો તપાસ કરીને પછી પ્રાપ્તિ નક્કી કરશે એ પ્રમાણે જા. એ. ૨૦ તા. ૨૨-૧-૨૭ આ. પ. ભાગ ૧ તા. ૩-૨-૧૯૨૭ પૃષ્ટ ૬૦૨ થી ઠરેલું છે એટલે જે લોકો ચોપડા તથા હિસાબ રાખતા નથી એમના માટે વિવાદનો માર્ગ બંધ થતો નથી એમ જણાય છે.

# આયપત વેરાની અપીલો

## મફત લખવામાં આવે છે.

સંવત ૧૯૮૬ની સાલમાં અમોએ આયપત વેરાની અપીલો મફત લખી આપવાની જાહેરાત કરી હતી તેથી જુદા જુદા તાલુકામાંથી કુલ ૭૬ ગૃહસ્થો અમારી પાસે મફત અપીલો લખાવી ગયા હતા. આ ઉપરાંત બે જણાઓની અપીલો મુદત બહાર હતી અને ત્રણ જણાઓની અપીલો વિના કારણ કરવા જેવી લાગી હતી તેથી તે પાંચ અપીલો લખવાની અમારે ના પાડવી પડી હતી.

આશા છે કે જ્યાં સુધી અમે સાજા તાજા અને છુટા રહીએ ત્યાં સુધી, વડોદરા રાજ્યની પ્રજા અમારી પાસે આયપત વેરાની અપીલો મફત લખાવી જવાનો લાભ મેળવશે.

લી. સેવક

મુ. પાનસર (ઉત્તર ગુજરાત) — સોમનાથ મ. દવે

તા. ૧૫-૧૦-૩૦ — વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય.

નોંધ—પરોપકાર કાર્યાલયને મદદ આપવાની ઇચ્છા હોય તે ભાઇ મનીઓર્ડરથી ઇચ્છાનુસાર રકમ ઉપરના શિરનામે મોકલી શકે છે.